૬૯૩૫

સંગીત

દરીયા પરી ગચ્છાધિપતિ માહામુનિ

# રઘુનાથજી માહારાજનું ચરીત્ર

અને

# ઊપદેશ રત્ન.

દોહરો.

ગાયનનું ગાયન વળી મુનિ ચરીત્ર ગ્રંથ,

અઘ કટે આનંદ વધે ધ્રી લાભ એક પંથ.

મુનીરાજ કેવળચંદજીના આશ્રયથી રચનાર,

રતનચંદ લલુભાઇ વોહોરા.

પાટણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,

નાનાલાલ માણેકલાલ શાહ અમદાવાદ.

અમદાવાદ વિજય પ્રવર્ત્તક પ્રેસ.

આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦

સંવત ૧૯૫૪ સને ૧૮૯૮

કીમત. રૂ૦-૨-૦

સંગીત

દરીયા પરી ગચ્છાધિપતિ માહામુનિ

# રઘુનાથજી માહારાજનું ચરીત્ર

અને

# ઉપદેશ રત્ન.

દોહરો.

ગાયનનું ગાયન વળી મુનિ ચરીત્ર ગ્રંથ,
અઘ કટે આનંદ વધે દીસાજ એક પંથ.

મુનીરાજ કેવળચંદજીના આશ્રયથી રચનાર,
રતનચંદ લલુભાઇ વોહોરા.
પાટણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર,
નાહાંનાલાલ માણેકલાલ શાહ અમદાવાદ.
અમદાવાદ વિજય પ્રવર્ત્તક પ્રેસ.
આવૃતિ ૧ લી. પ્રત ૧૦૦૦
સંવત ૧૯૫૪ સને ૧૮૯૮



કીમત. રૂ ૦-૨-૦

## દોહરો.

શ્રી આદીશ્વર વીશ્વપતિ વિશ્વંભર જૈન રાય,
કરો કૃપા મુજ દીન પર શકળ કષ્ટ મટી જાય;
સમરૂ સદા શુભ કામમાં કરો રૂષભજીરેમ,
ગચ્છીપતી દરીયાપરી (નું) કરૂ વર્ણન ધરી પ્રેમ;

## ધનાશ્રી.

( વીનતી ધરજો ધ્યાન—એ રાહ. )

વંદુ ભારતી માત પ્રેમ ધરી વંદુ ભારતી માત—ટેક
તુજ કૃપાથી માતા માહારી કાર્ય સફળ આ થાય—પ્રેમધરી.
આશ્રય ધારી યાચન કરૂંછુ મેહેર કરો મંમાય—પ્રેમધરી.
કીંચીત મતિનોછું અલ્પ જ્ઞાની સ્મરૂં મા દીનરાત—પ્રેમધરી.
વીઘ્ન રહીત આ કાર્યમાં ફત્તેપામીશ તુજ પશાય—પ્રેમધરી.

## સાર્દુલ વિક્રિડિત છંદ.

•લુંકાગચ્છ શીરોમણી મુનિજનો દેદીપ્ય ક્રીયા ધણી;
ત્યાગીની રાગી ચીકાર રહીત છે ક્ષમાવંતા દીનમણી,
સાધુ ગુણો યુક્તછે વીર આણમાં રહેલા મા'રાજને;
વંદી પાદ ચુંમ્બન કરૂં પ્રેમથી આચારી અણગારને.



૬૯૩૫

# શ્રી રઘુનાથજી માહારાજનું ચરીત્ર.

## ત્રીતાળી ચોપાઈ.

રળીઆમણું છે અઢીગામ નીરખી આનંદ થાય વીશ્રામ.
જૈન ધર્મના ટેક ધરનાર ડાહ્યાભાઇ નામે ભાવસાર;
નીજ ભાર્યા જવલબાઇ ધર્મ ધ્યાનમાં નહી ન્યુનતાઇ.
પુણ્યવંતા દંપતી જોડ પુત્ર રતનના મનમાં છે કોડ;
તુટયો પુર્વ કરમ અંતરાય શુભ દીવશ (નાં) ચીન્હ દેખાય.

## દોહરો.

સંવત વીક્રમનો વળી, ઓગણીસને ચાર;
શ્રાવણ સુદ એકાદશી પુત્ર જન્મ નીરધાર.

## બંજારા લાવણી.

(પ્રીય મીત્ર વીનાહો ભાઇ.) એ રાહ.

માતપીતા ગયા હરખાઇ પુત્ર જન્મની પામ્યા વધાઇ. ટેક.
છે કુંવરરૂપ રશાળ ઘેર વરતાયો મંગળ માળ;

રહ્યો આનંદ અંગ છવાઇ પુત્ર જન્મની પામ્યા વધાઇ.
માત પીતા.

છે નીરોગી કાન્તી અપાર લાગે વહ્લભ સહુ નરનાર;
લઇ રમાડે સહુ પીતરાઇ પુત્ર જન્મની પામ્યા વધાઇ.
માત પીતા.

દેખી મુખ પામે દુખ નાસ નીત્ય કરતો બાળ વીલાસ;
હરખે વીલોકી ડાહ્યાભાઇ પુત્ર જન્મની પામ્યા વધાઇ.
માત પીતા.

જેમ વ્રદ્ધી પામે બીજચંદ ત્યમ વધે સુકોમળ નંદ;
નહી દેખે થાય અધીરાઇ પુત્ર જન્મની પામ્યા વધાઇ.
માત પીતા.

રૂડું નામ પાડયું રૂગનાથ થાશે ધર્મ ધુરંધર નાથ;
અતિ પ્રીત ધરે જવલ બાઈ—
પુત્ર જન્મની પામ્યા વધાઇ—માત પીતા.
કરે ક્રીડાને ઊપજે વાહાલ યોગ્ય વયે મુકયા નીશાળ,
બુદ્ધીબળની નહી ન્યુનતાઇ—
પુત્ર જન્મની પામ્યા વધાઇ—માત પીતા.
શીશુ વયમાં વીદ્યાભ્યાસ કાધો સીખે પીતાની પાસ,
નહી કંટાળે અભ્યાસ માંહી—
પુત્ર જન્મની પામ્યા વધાઇ—માતપીતા.
લઘુ વયમાં જ્ઞાનને લીધું વીદ્યામ્રત પ્રીતેં પીધું;
ત્યાગી અજ્ઞાન અંધ મીત્રાઇ—
પુત્ર જન્મની પામ્યા વાધઇ—માત પીતા.

થયો યોવન વયનો જોગ પુજ્ય પીતાનો થયો વીજોગ,
રહી દીલગીરી સહુ પથરાઇ—
પુત્ર જન્મની પામ્યા વધાઇ—માતા પીતા.

સીતાજીના મહીનાનો રાહ.

કર્યું પ્રયાણ પીતાએ સ્વર્ગ અતિ શોક વ્યાપીયો,
વીયોગ વન્હી પ્રગટી અપાર જ્વાળા પ્રગટાવીયો;
ઊઠે બેસેને સાંભરે બાપ થાપ દેઇ ચાલીયા,
ધીઃક ધીઃક છે દુષ્ટ વીયોગ પીતાને તજાવીયા.
કરે રૂદન નીત્ય અપાર પ્યાર બહુ સાંભરે,
ઉષ્ણ નીર વહે ચક્ષુ ધાર સ્નેહ બુરો ખરે;
અતિ રાખતા પુત્ર પર પ્રેમ પીતાતો ચાલ્યા ગયા,
મુકી એકલો જાતાં કેમ આવી નહી કાંઇ દયા.
થાય રટણ દીવસ રાત અંન નહી ભાવતું,
લાગે સુનો ઘર સંસાર ઓછું બહુ આવતું;
એમ કરતાં ઘણો વીલાપ બાપ નહી આવશે,
મોહ વીસાર્યો મંન સાથ કર્મે લખ્યું તે થશે.
પીતા હરતાં ધરાયો ન કાળ બેહાલ પાછો કર્યો,
લાગ્યો પાછળ વેરી વીયોગ માતાને હરી ગયો.

---

દોહરો.

માતાના વીયોગથી સોચ વાધ્યો અપાર,
બંધવ બેન રૂદન કરે શું ધાર્યું કીરતાર;

સોચ સમુદ્રમાં બુડતાં અહે નહિ કોઇ હાથ,
અહો માતા હે પીતા એમ કરે રૂગનાથ.

---

## વેરાવળ.

( મૈયર દુખ શું દાખવું—એ રાહ.

કોપ અચાનક શો થયો જાણે કોપ્યા કીરતાર;
બંધવ બેહેન રૂદન કરે વરશે આંસુની ધાર. કોપ.
અંતર આશા હતી ઘણી કરશું કોડે વીલાસ;
આશા સહુ નીષ્ફળ ગઇ થયો આશાનો નાશ. કોપ.
નયને નીર ખુટે નહી ભીંજાયાં નીજ ચીર;
વીર લઘુ રઘુનાથજી રાખે કેમ કરી ધીર. કોપ.
ધાવતાં ધેનુ વછોડીયાં કર્યાં પુરવ પાપ;
આ ભવમાં દુખીયાં થયાં ગયાં માતને બાપ. કોપ.
ધીકાર છે દુષ્ટ કાળને કર્યા તેં બુરા હાલ;
પુત્ર પુત્રીપર કેવું હતું માત તાતનું વાહાલ. કોપ.
બેહેની સમજાવે બંધુને ભાઇ રાખોને ધીર;
સેહેવું પડે સહુ આપણે સોસાઇ જાય શરીર. કોપ.
મંન વાળ્યુ તો વળે નહી થાયે નીત્યે ભાસ;
પત્ર નીગાળા ગાંમથી આવ્યો રઘુનાથ પાસ. કોપ.

---

## સોરઠો.

### કાંમણ દીસે છે અલબેલા—એ રાહ.

પ્યારા ભાણેજ ત્યાગી ઊચાટ વેહેલા આવજો રે. ટેક.
દોહીત પુત્ર તમે છો માહારા મુજ આગળથી કરૂં ન ન્યારા.
દાદાનું દુખ મળવા આવી કાપજોરે. પ્યારા.
મોશાળનું ઘર જાણે તમારૂં આવ્યાથી સહુ થાસે સારૂં;
હવે દીલગીરી ત્યાગી ધીરજ રાખજોરે. પ્યારા.
શોચ કરો નહીં મન સંગાથે પડયું દુખ લધુ વયમાં માથે;
વીચાર નકી કરી જરૂર જણાવજોરે. પ્યારા.
પત્ર લઇને માણસ પ્રેર્યો ચીંતાએ મુજને તો ઘેર્યો;
ફોકટ ફેરો નહી આપી રીઝાવજોરે. પ્યારા.
જરૂર રેહેવા આવો આંહી લખેછે દાદા બુટ્ટાભાઈ;
આવી વેહેલા મોશાળ ઘર શોભાવજોરે. પ્યારા.

---

## દોહરો.

પત્ર વાંચ્યો અતિ પ્રેમથી રીઝયા મંન મોઝાર,
જાવું કે રેહેવું અહીં કરતા એમ વીચાર;
પત્ર લઇને આવીયો મોશાળથી મેમાન,
નીજ ઘરમાં ઊતારીને રાખ્યુ બહુ સન્માન.
દાદાને મળવા ગયા પ્રેમ ધરી મોશાળ,
વઝાને બાળ કમળે તેમ ઊપજયું વ્હાલ;

ઘણા દીવશ મોશાળમાં રહ્યા દાદાની પાસ,
ભગીનીના શ્વશુરથી આવ્યો કાગળ ખાસ.

---

## ધોળ.

( કંકુ છાંટી કંકોત્રી—એ રાહ.

ગામ નીગાળા શોભતું વળી ઓપતું સેહેર વીશાળ.
લખું ધરી વાહ્લા. વીરા વેહેલા આવજો.
વીરા ઘણા દીવશ મોશાળમાં તમે રહ્યા દાદાની પાસ,
થયું દુખ નાસ. વીરા વેહેલા આવજો.
તને મળવાને મન થાય છે દીન વરસ તુલ્ય જણાય,
હ્રદય મુઝાય. વીરા વેહેલા આવજો.
મોટી બેહેનને મળવા બંધવા વેલો આવજે વાઢુ ગામ,
કરજે પ્રયાણ. વીરા વેહેલા આવજો.
જેમ મયુર મેઘને ચાહ્યા છે તેમ ચાહ્યા છે જળને મીન,
હું ચાહું નીશ દીન. વીરા વેહુલા આવજો.
જેમ ચંદ્ર ચકોરને પ્રેમ છે તેવો પ્રેમ છે દીપ પતંગ,
ધરીને ઊમંગ. વીરા વેહુલા આવજો.

---

## દોહરો.

પત્ર વાંચી વીચારીયું જાવું બેનની પાસ,
મળવા તલ્પે બેનડી વીયોગે રહે ઊદાસ;

---

## ઇંદ્રસભા.

( રાજાજી તો સોગઍ.

આશીષ માંગી દાદા કેરી જાવા બેહુનની પાસ,
કર્યું પ્રયાણ સુખ શાન્તીથી ઉરમાં અધીક ઉલ્લાસ;
વાંટે આવી મળ્યા બેનને પુછી કુશળ વાત,
ઊદાસી વ્યાપી ઊરમાં પાછી ગયાં માતને તાત;
મોહોટી બેહેને હળી મળીને છોડયું વાંટા ગાંમ;
લઘુ બેહેન કકુને મળવા આવ્યા વીરમગામ,
પ્રેમ ઊછળ્યો ઉરમાં અધીકો નીરખી મોટો ભ્રાત;
હર્ષઘેલી બની બાવરી પુછી કુશળ વાત,
એકાન્ત વાસે ચીન્તા શુન્યથી બેઠા'તા રૂગનાથ;
ધંધો કરીને ધન જોડવા વીચાર્યું મન સાથ,
બેહુનની પાસે હૃદય ખોલીને પ્રકાશી સહુ વાત;
પ્રદેશમાં જઇ પૈસો રળું તો થાશે નીરાંત,
સુંણી વચન નીજ બંધવ કેરાં ચીંતા વ્યાપી મન,
સંતોષ્યું મન ભગ્ની કેરૂં સમજી થઇ પરસન;
આશીષ લઇને નીજ બેનની શુભ શુકન તો થાય,
રસ્તો કાપી સુખે આવ્યા રાજાનગરની માંય;

છંદ હરિગીતની ચાલ.

રળીયામણું શેહેર શોભતું મન લોભતુ ને ક્ષોભતુ;
નીહાળી અમદાવાદ વાધ્યો હર્ષથા મન પ્રેરતું;
વસ્તીનો બહુ સમુદાય છે વેપારનો અતિ બા'ર છે;

ધનાઢયનો બહુ વાસ છે સુખીયાં ઘણાં નર નાર છે;
નીજ નાતનો ભાવસાર પૈસાદારને ત્યાં ઉતર્યા;
સન્માન આપ્યું શેઠીએ નીજવાત સઘળી ઉચર્યા,
હીમ્મત આપી હેતથી સુખે રહો માહારા ઘરે,
મુઝાશો નહી કોઇ વાતથી મુસારો આપીશ હું ખરે;
વાતો સુણી વેપારની સ્વીકાર્યું દાસત્વપણું,
બહુ કુશળતા જોઇ કાંમની પ્રબળ બુદ્ધી બળ ઘણું;
શેઠનો બહુ પ્યાર સંપાદન કર્યો ક્ષણવારમાં,
પુન્યાઇથીપૈસો રળ્યા સુખીયા થયા સંસારમાં;
એક દીન આવ્યું કામ રંગવા મોકલ્યા રઘુનાથને,
કામ કરજે સોભતું લજવીશ નહી તુજ હાથને;
હુકમ સુણી નીજ શેઠનો રંગનશાળામાં આવીયા,
ભઠ્ઠી શળગતી દેખીને વિચાર સર્વે ભાગીયા;
વેપાર હીંસાનો ખરો અનેક જંતુ મારવા,
ધીઃકાર આ વેપારને લાગ્યા ઘણું પસ્તાવવા;
ત્રસ જીવની હીંસા કરીને ઊદરનું પોશણ કરૂં,
માઠી ગતી કાળાન્તરે થાવાનું આભવ આદરૂં;
કીંચીત સુખને કારણે આ મનુષ્ય ભવ એળે જશે,
નીજ શેઠને શંભળાવીયું એ કામ મુજથી નહી થશે;

---

## લાવણી.

( મુજ ઊપર ગુજરી પીતા--એ રાહ.

કહે શેઠ સુણો રઘુનાથ અમારી વાત,

નહી થાએ તમથી કામ વદું સાક્ષાત;
હીંસા વીન અન્ય વેપાર નજર નહી આવે,
જાઓ સુખે તમારે ગામ કામ નહી ફાવે;
લઇ રજા શેઠની આવ્યા પોતાને પુર,
મળવાને આવી બેહેન હર્ષ ભરપુર;
એ હળવા કરમી જીવ વીચારે મંન,
વીચીત્ર જગતની વાતનું કરતા સ્મર્ણ;

---

## પદ.

( શેઠ શગાળશા સાધુને શેવે—એ રાહ.

સંસારનું સુખ નહી સાચું રે,
સ્નેહ અંધ થઇ શું રાચું રે—ટેક.
જગ્ત જાણવો કારમો વળી કારમો સહુ પરીવાર,
માતપીતા ભાઇ ભગ્ની તેનો
અંતે નહી આધાર. સંસારનું.
અનાદી કાળના આ આત્માએ સગાઇ કરી બહુ વાર;
લક્ષ ચોરાશીમાં બહુ ભટકીયો,
લાધ્યો ન ભવનો પાર. સંસારનું.
નર્કની ગોદ માંહી ઘણો ભમીયો કુંભીએ અનંતી વાર;
છેદન ભેદન બહુ બહુ વેઠયાં,
કીધો ન કોઇએ સાર. સંસારનું.

દારૂણ વેદના સહી ઘણી મે નરક કુંડ મોઝાર;
સગાં સ્નેહી કુટંબી માહારાં,
છોડાવ્યો નહી તે ઠાર. સંસારનું.
આપ કર્યાં આપ ભોગવે તેમાં નહી કોઇનો ભાગ;
સંસાર અસાર જાણવો તેનો,
કરવો માહારે ત્યાગ. સંસારનું.
વીચાર ઉરમાં ઉપજ્યા એવા લેવા સંજમ ભાર;
અમુલ્ય મનુષ્ય જન્મ કમાણો,
હારવા બેઠો ગમાર. સંસારનું.
આનંદ અંગમાં અતિ છવાયો મળીયો સંજમ જોગ;
સ્નેહ ત્યાગ્યો માયા ત્યાગી,
ત્યાગ્યા સહુ ઉપભોગ. સંસારનું.
સંવત ઓગણી વીસની સાલે પધાર્યા શ્રી અણગાર;
મલુકચંદજી સ્વામી સોહંતા,
મુનિ ગુણમાં સોરદાર. સંસારનું.
એવા મુનિરાજ પધાર્યા પુરમાં ખબર પડી જે વાર;
ડાહ્યાભાઇના કુળ દીપક થયા,
વાંદવા કાજ તૈયાર. સંસારનું.

---

## ગીતી છંદ.

અતિ ઉમંગે આવ્યા મુનિવર વંદવા કર્મરીપુ હણવા;
કર્મ કથા ત્યાગીને બેઠા પ્રીતે ધર્મ કથા સુણવા.

---

# લાવણી.

( મુજ ઉપર ગુજરી પીતા—એ રાહ.

સહુ સુણો મુનિ ઉપદેશ સ્વસ્થ એક ચીતે,
જૈન ધર્મનું ધરો અભિમાન તમે શુભ રીતે;
સંસારની માયા જાળ ખ્યાલ છે ખોટો.
જાય પતંગ રંગ પલટાઇ રહે નહી ચોટયો,
નથી ધન જોબનનું સુખ સદા રેહેવાનું;
પીંપળનું પાકું પાન જરૂર ખરવાનું.
જેમ વાદળ કેરો રંગ ભંગ થાય ક્ષણમાં,
રઝળયો ભટકયો બહુ વાર સંસાર અરણ્યમાં;
છે સ્વપ્ન તુલ્ય સંસાર પાર નહી આવે,
સ્વપ્નામાં પામ્યા રાજ સ્હેજ સુખ થાવે,
સહુ માહારૂં માહારૂં કહી ગયા તે મુકી;
અજ્ઞાન તીમરને ભાસ ગયા સહુ ચુકી,
છે અથીર આ સંસાર પાણી પરપોટો;
સ્વાર્થાની છે મોહજાળ પ્યાર સહુ ખોટો,
ફર્યો લક્ષ ચોરાસી ફેર પાર નહીં આવ્યો;
પુરવ પુન્યાઇને જોગ મનુષ્ય ભવપાયો,
છે રત્ન રૂપ આ દેહ એળે શું ગમાવે;
ઉત્તમ કુળ આર્ય ક્ષેત્ર ફરી નહી આવે,
નીજ માતા થઇ ગઇ નાર વાર અનંતી;
થયો પુત્ર પોતાનો બાપ શત્રુ થયો મંત્રી,
નહી ચુકે કાળનીજ થાપ વીયોગી કરશે;

પછી અનંત ભવની માંહ્ય ભટકતો ફરશે,
એમ વીચીત્ર છે ગટમાળ જગતની જાંણો;
કહું ચેતો વારંવાર ધર્મ પરમાણે,

## દોહરો.

મુનિ ઊપદેશ સુણતાં થકાં બુઝયા મન રઘુનાથ,
રજા બેનની માંગવા આવ્યા શ્રી રઘુનાથ;

## લાવણી.

( પાટણના નૃપનથી તુજ—એ રાહ.
બેહેની પ્યારી કંકુ માહારી સંજમ ચીત ધાર્યો,
પધાર્યા મુનિ ગુણ સીરદાર પુજયશ્રી મલુકચંદ અણગાર;
સુણ્યો ઊપદેશ મેં સારો બેહેની પ્યારી કંકુ માહારી,
જેવી ઇંદ્ર માયાની જાળ તેવું કુડું જગતનું વાહાલ;
ધાર્યો જૈન ધર્મ પ્યારો. બેહેની પ્યારી,
સુણ્યો મેં ધર્મ શાસ્ત્રનો સાર તજવો દુખીયો આ સંસાર;
લાગ્યો જગત સાર ખારો. બેહેની પ્યારી.
મુનિ છે શાસનના સીણગાર નિરાગી ગુણવંતા અણગાર,
માનસિક વૈરાગ સ્વીકાર્યો. બેહેની પ્યારી.

( દશા કેવી બની માહારી—એ રાહ.
વીરા બોલો શું, વીચારી કરો નહી મુને બીચારી—ટેક.

સંજમ નહી કંઇ સોહ્યલો દોહ્યલો ખાંડાધાર,
શીશ લોચ કરવો પડે તુંથી ન થાય લગાર;
બાવીશ પરિશાહ છે ભારી મતિ વીરા ફરી તા'રી—વીરા.
ઉષ્ણ નીર પીવાં પડે તપ સંજમ નહીં સેહેલ,
પંચ મહાવ્રત પાળવાં નહી બાળકનો ખેલ;
સ્વીકારોને અરજ માહારી જુદી તુજથી ન રહે નારી-વીરા.
જળથી મીન જુદું પડે ટળવળી પામે નાશ,
તેવી દશા માહારી અને વર્ષ તુલ્ય જાય માસ;
છાતી ચીરાય છે માહારી દુખદ વાતો સુણી તાહારી-વીરા.
પ્રીય બંધુ વાહાલો ઘણો સંજમ નહી લે વીર,
તુજ વીન કેમ હું રહી શકું ધરી શકું નહીં ધીર;
નથી રજા હું દેનારી હવે મુકો એ વીસારી—વીરા.

(અબચલે ન મોહન તેરા—એ રાહ.

હવે રજા (૨) આપોને શા'ણી મને મળ્યા છે ગુરૂ જ્ઞાની,
દઉં સજા (૨) કર્મ પીછાણી ગુરૂની ઊત્તમ વાણી;
એક ક્ષણ લાખેણી જાયે તેમ તેમ દુખ મુજને થાએ,
આ વીધ વેરી જણાયે, ચોટયું છે ચીત જગતની.
પ્રીત જાણી મે વીત, ઊર પ્રમાણી—મને મળ્યા છે;
મને જોગ મળ્યો બહુ સારો, વીચાર ફરે નહી માહારો;
ઊપકાર માનું હું તા'રો—પ્રીતનિવાર,
અથીર સંસાર. છોડી દે પ્યાર.
અસાર ને જાણી—મને મળ્યા છે ગુરૂ,

વડીલ બેહેનને કેહેજે, મુજ ખબર સઘળી દેજે;
ખુશીમાં બેહેની રેહેજે—આંસુની ધાર
પડે ચોધાર વાહાલી વીચાર;
કહ્યું મુજ માની, મને મળ્યા છે ગુરૂ

સીતાજીના મહીનાનો રાહ.

કહે વીર રાખો તમે ધીર, વાહાલી નીર થોભવો;
ખોટા સ્નેહ જાળનો માંહ, નહી બેહેની લોભવો.
નક્કી લેવો છે સંજમસાર, વીચાર ફરે નહી;
હવે આજ્ઞા આપો માહારી બેહેન, થાકયો હવે કહી કહી
તારા કેહેવામાં નથી કસુર, અરસર મને નહી થશે;
ફોકટ કેહેવું છોડો મુજ બેન, બોલ્યું વ્યર્થ જશે.
માટે રાજી ખુશીથી આજ, રજા આપો મુજને;
વીન આજ્ઞાએ થશું અણગાર, કહું છેલ્લું તુજને.

---

## ગરબી.

( ઓધવજી—એ રાહ.

વાહાલા ભાઇ ત્યાગી સાધુજી થશો,
ખટકે માહારા કાળજડે તુજ પ્રેમજો;
ગયાં ત્યાગી માત પીતા ભાઇ આપણે,
તુજને નીરખી રેહેતી કુશળ ખેમજો. વહાલા
કીયા મીત્રે ભોળવીયો છે તુજને,
મુજને તેનું બતાવ્ય જલ્દીનામજો;

તુજ વીન વીરા ધીરજ ધારી નહી શકું,
ઘરમાં રહીને કરો ધર્મનું કામજો.—વાહાલા.
માહારો સમજાવ્યો તું તો સમજયો નહીં,
વડીલ બેહેનને તેડાવુંછું તુર્તજો;
ત્યાં લગી ધીરજ ધારી રહો ઘર વીશે,
વેહેલી આવી કરશે શાન્ત સર્વત્રજો.—વાહાલા.
મુજ હૃદયથી વાહાલો તુજને ધારતી,
નીરખી નાત્યે રેહેતી સુખમાં લીનજો;
વીયોગ બંધવ તારો મુજને સાલસે,
ચીરાય છાતી વદન રહે મુજ ખીનજો—વાહાલા.

---

## દોહરો.

પત્ર લખીને મોકલ્યો, માણસ સાથે ખાસ;
વડીલ બેનને આપીયો, વાંચી થઇ ઉદાસ.
આવી નહી અડચણ થકી, ઉત્તર લખ્યો તે વાર.
કંકુબાઇએ વાંચીને, કર્યો મન વીચાર.
પ્રીય બંધુ રઘુનાથજી, હવે નથી મુજ હાથ;
રજા આપું હવે હોંસથી, ધાર્યું મન સંગાથ.

બેહેન—( મધુરસ્વર ક્યાંથી—એ રાહ.

વહાલો કર્યો વૈરાગ,
પ્યારાભાઇ વાહાલો કર્યો વૈરાગ;
દુહીતા કીધી ત્યાગ, પ્યારાભાઇ.

નીર્દય વીધી વેરણ માહારી,
રહ્યો નહી ઊપાય—પ્યારાભાઇ;
હીણભાગી હું જગતમાં જન્મી,
પેહેલાં ગયા પીતુ માય—પ્યારાભાઇ;
રજા આપું ભાઇ આજ હું તુજને,
કરો સંસારનો ત્યાગ—પ્યારાભાઇ.
કરણી ઊત્તમ કરજો રૂડી,
ભવ ભવનું દુખ જાય.—પ્યારાભાઇ.
અવર ન માતા ધરજો ભ્રાતા,
આશીષ માહારી સદાય.—પ્યારા ભાઇ.

---

## ગીતી છંદ.

મકલાયા હરખાયા,-સંજમનો રંગ વાગ્યો છે અંગે;
નીજ મીત્રને લઇને,-ગુરૂ સમીપે આવ્યા મન ચંગે.

( માહારા ભાગ્ય તણો નહી પાર—એ રાહ. )

માહારે આનંદનો દીન આજ,
દીક્ષા આપોને મહારાજ—ટેક.
મુજ બેહેની ભાન્ડુ સર્વની,
રજા લાવ્યો આવાર;
સંજમ મુજને આપો સ્વામી,
લગાડો ન કાંઇ વાર—માહારે.
મુજ સંગાથે સંજમ લેશે,

કરશે ઊત્તમ કામ;
પ્યારો મીત્ર સાથે આવ્યો,
ત્રીભુવન તેનું નામ—માહારે.
કરી વીનતી ઘણા પ્રકારે,
ગુરૂ ચરણની પાસ;
થોડા દીનમાં દીક્ષા દઇશું,
હાલ કરો અભ્યાસ—મહારે.
હૃદય પ્રેમથી ભણી ગણીને,
સીખ્યા સઘળા બોલ;
સેખા કાળ પુરણ થવાથી,
આવ્યા ગાંમ કલોલ—માંહારે.
ગુરૂ સમીપે સમય જાણીને
આવ્યા બંને કુમાર,
હસ્ત જોડીને કહ્યું ગુરૂને
આપો સંજમ ભાર—માહારે.

---

## ગીતી છંદ.

બોલાવ્યા શ્રાવકને શુભ મહુરત જોવાને ફરમાવ્યું,
માહ સુદ પુનમ દીને રૂડું મહુરત દીક્ષાનું આવ્યું;

( નાથ કેસે ગજકો બંધ—એ રાહ.

થઇ દીક્ષા ઓછવની તઇયારી,
ખુશીમાં સહુ નરનારી—

થઇ દીક્ષા ઓછવ—ટેક.
દીક્ષા ઓછવનો આરંભ,
કીધો કલોલ આનંદકારી;
કુમ કુમ પત્રીકા લખી વીદેશે,
તેડયાં ઘણાં નરનારી—થઇ દીક્ષા.
મહુરત ઉપર આવ્યા મલપતા,
શ્રાવક સહુ સુખકારી;
ઊતારો આપી સ્વાગતા કીધી,
આનંદની બલીહારી—થઇ દીક્ષા.
મીત્ર ત્રીજુવનને રૂગનાથજી,
થાશે સંજમ ધારી;
રૂડો દીવસ દીક્ષાનો આવ્યો,
વરઘોડાની શોભા સારી—થઇ દીક્ષા;

ભુજંગી છંદની ચાલ.

મળ્યા સાજને બહુ લોક મો'ટા,
શોભે સર્વના હાથમાં સાલજોટા;
મો'ટા શોરથી બહુ વાજીંત્ર વાગે,
ઘણા લોકને ત્યાં જોવા રઢ લાગે;
વળી શોભતી ઓપની ફુલવાડી,
દીપે અશ્વની સાથ ઘણેરી ગાડી;
નગારે ગાવ કરતો ડંકો આગે ચાલે,
સજી વસ્ત્ર સારાં ઘણા લોક માહાલે;

મળી ઝાઝી લલણાં રૂડાં ગીત ગાય,
સુણી રૂડા સ્વરે ને બહુ હરખાય;
મળ્યા લોકના થોક જોવા ઘણેરા,
ફરે જાપતા માટ પોલીસ ફેરા;

---

## હોરી.

વાર ન લાગી લગાર—થયું સાજન તૈયાર—ટેક.
શીર પેચ સુંદર શોભી રહ્યો છે શ્રીફળ લીધું હાથ,
સંસાર પ્રીતીને પીતળ જાણી ધન્ય ધન્ય રઘુનાથ;
કીધો ત્રીભુવનનો સાથ—થયું સાજન તૈયાર,
પ્રધાન બા પ્રેમચંદનાં પત્ની ઘેલાભાઇ સુતની નાર;
કુમ કુમ તીલક કીધું કપાળે અક્ષત ચોડયા સાર,
વાધ્યો મન હર્ષ અપાર—થયું સાજન તૈયાર.
સુંદર શરીરે સજ્યાં ભુપણ કંઠે મોતીનો હાર,
વીવીધ પ્રકારે આભ્રણ પેહેરી થયા ઘોડે અશ્વાર;
ગી ગીત ગાય છે નાર—થયું સાજન તૈયાર.

---

## દોહરો.

વરઘોડો શોભી રહ્યો નીકળ્યો પુરની બાહાર,
અશ્વ ઊપરથી ઊતરી કર્યા સાંઘને જુહાર;
તજ્યાં આભુપણ તન થકી સજ્યો સાધુનો વેશ,

ચાલ્યા ગુરૂ સમીપમા લેવાને આ દેશ;
હીરાચંદજી હીરા સમા મુનિવર માહ્યા ગુણવાન,
શીષ્ય ત્રીભુવનજી થયા લીધું ગુરૂનું જ્ઞાન;
સજયો સંજમ રૂગનાથજી મલુકચંદ મુનિપાસ,
શીસ લોચ કરાવીયો કીધો એક ઉપવાસ;
દીક્ષા લઇ બંને જણાં આવ્યા પુરમોઝાર,
પ્રેમ ધરીને વાંદવા આવે સહુ નરનાર;

---

## ધનાશ્રી.

( વીનતી ધરજો ધ્યાન—એ રાહ.

મુનિ થયા ગુણવાન ગુણીજનો મુનિ થયા ગુણવાન.
રૂગનાથજીને ત્રીભુવન સ્વામી
લીધું ગુરૂ પાસે જ્ઞાન—ગુણિજનો.
દીક્ષા પ્રસંગે સરવે આવેલા,
ગુરૂને વંદે તમામ—ગુણિજનો.
શીખ લઇને સર્વ સીધાવ્યા,
નીજ નગર પુરગામ—ગુણિજનો.
ગુરૂની આજ્ઞા સદાય પાળે,
વાંચે પ્રભાતે વાખ્યાન—ગુણિજનો.
સીધાન્ત સુત્રો ભણે મુનિશ્વર,
ધરે પ્રભુનું ધ્યાન—ગુણીજનો.
વડીલ બેહેની રૂગનાથ સ્વામીની,

પડી દીક્ષાની જાણ—ગુણીજનો.
રોશ ધરી અતિ લખ્યો કંકુને,
કાગળ વીરમગામ—ગુણીજનો.

---

## વિજય ટેક.

( ક્ષત્રી કલંક કેમ લેશોરે—એ રાહ.

વીર તજતાં શું રાખી શકી ધીર
ચક્ષુએ નીર નહીં થંભેરે

ખારા નીર તુલ્ય લાગે મીષ્ટ ખીર— ” ”
રજા આપી કેમ દીક્ષા લેવા બેહેન— ” ”
રડી રડી સુઝી ગયાં માહારાં નેણ— ” ”
આપ અકલથી કીધું તેં તો કાંમ— ” ”
કર્યું વગર વીચાર્યું તમામ— ” ”
દાવાનળથી પંખી બને લાચાર— ” ”
તેથી પડ્યું દુઃખ મુજને અપાર— ” ”
થાય હૃદય માહારૂં છીન ભીન— ” ”
સુણી વાત ભ્રાતની વદન ખીન— ” ”
તેં તો લખ્યું હતું કાગળમાં સેહુજ— ” ”
વાત સુણીને બણી ગઇ નીસ્તેજ— ” ”
મને તેડાવવી તી તે કાળ— ” ”
ઊઠી અચાનક અંતરમાં જ્વાળ— ” ”
સુખ સ્થળ લાગે છે સ્મશાણ— ” ”

રજા દેતાં કેમ બની તું પાશાણ— ,, ,,
જળ વીન તરફડી મરે મીન— ,, ,,
તેમ રડી રડી કાહાડું રાત દીન— ,, ,,
અતિ કરાવ્યો અંતરમાં ઊચાટ— ,, ,,
માહારા આવ્યાની ન જોઇ જરી વાટ— ,, ,,
ભાઇ ભાઇ વીના પડે નહી ચેન— ,, ,,
તેને મળવાને તલપે છે નેણુ— ,, ,,
ગૃહદીપક ગયો બેની આજ— ,, ,,
મટયો ભાઇને તે થયો માહારાજ— ,, ,,
વધુ વધુ શું કહું કરીને યાદ— ,, ,,
પ્રીય ભાઇનો તેં તજી દીધો સ્વાદ— ,, ,,

---

## દોહરો.

કંકુને કાગળ લખી મોકલ્યો વીરમગામ,
લઘુ બેહેને વીલોકાયો લખે ઊતર ધરી હામ.

---

## લાવણી.

(નરશી મેહેતા ભક્ત.—એ રાહ.

સમજાવ્યો મેં સારી રીતે કહ્યું માન્યું નહી કાંઇ માહારૂં,
દ્રષ્ટાંત દીધું ઘણી પ્રકારે થયું ન અસ્સર કરનારૂં,
ખાય પીએ નહી સુવે બેસે નહી ચીત્ત રહે ચકડોળ નીત્યે;

કાલાવાલા કર્યાં ઘણાં પણ કહ્યું ન માન્યું કોઇ રીતે,
લખ્યો પત્ર મેં તુજને એની વેહેલાં આવી સમજાવો;
ઉત્તરમાં તેં લખી જણાવ્યું મીત્ર સંગતી છોડાવો,
દ્રઢ ટેક ધારી મન સાથે શી રીતે હું છોડાવું;
રોષ ભરેલો પત્ર વાંચી તુજ અન્ન નહી મુજને ભાવ્યું.
સંજમનો રંગ લાગ્યો પાકો કાપ્યો મુજથી કપાય નહીં,
ચીત તેનું ચળ્યું ન જરીએ ઉપાય માહારો રહ્યો ન કાંઇ;
અવર ઉપાય રહ્યો નહી માહારો છેવટમાં આજ્ઞા દીધી.
મલુકચંદજી સ્વામી પાસે કલોલમાં દીક્ષા લીધી.

---

## દોહરો.

કંકુએ કાગળ લખી મોકલ્યો શ્રી વઢવાણ,
ભ્રાત મુનિને વાંદવા કર્યું કલોલ પ્રયાણ.
વેહેલી જઇ ઊપાશ્રે વંદયા શ્રી અણગાર,
ભ્રાત નીહાળી ચક્ષુથી-વહી સ્નેહની ધાર;

---

## ગીતી છંદ.

મુજને ખબર ન દીધી તુજને ભાઇ સંજમ રંગ લાગ્યો,
સ્નેહ કુટુંબનો ત્યાગી ભવભવનો તેં ભય ભાઇ ભાગ્યો.

આશાગોડી.

સંજમનો રંગ લાગ્યો પ્યારી બેહેન સંજમનો રંગ લાગ્યો,

ઉત્તમ કાંમ કર્યું મેં ભગ્ની ગુરૂનો ઉપદેશ લાગ્યો-પ્યારી.
પામીશ પાર હું ભવનો વેહેલો ઘેલો નથી હું ગવાયો-પ્યારી.
સંતાપ ટાળો સહુ તનમંનના-સંસારનો ભય ભાગ્યો-પ્યારી.
ધર્મ ધ્યાન કરીશ હું ભાવ્યું મોહને મનથી ત્યાગ્યો-પ્યારી.

---

દોહરો.

સંતોષી નીજ બેનડી ગઇ પોતાને ઘેર,
સભાજીત રઘુનાથજી કરે ધર્મની લહેર.

---

## ગીતી છંદ.

પુરો માસ ત્યાં કીધો—પ્રીતે રહીને કલોલપુર ગ્રામે,
વીહાર કરવા ધાર્યું ગુરૂ વીયોગે શ્રાવક દુ:ખ પામે.

---

ગરબાનો રાહ.

( પુનમ ચાંદની ખીલી—એ રાહ.

શાણી સૈયરો ચાલો આજે આપણેરે.
પુજય માહારાજ કરે છે વીહાર—
રૂડો વાખ્યાનનો બાહાર નહી આવશેરે,
લઘુ શિષ્ય રઘુનાથજી છે શોભતારે;
લોભે મનડુ દરશાન માટ—
રૂડો વ્યાખ્યાનનો બહાર નહીં આવશેરે.

---

## સાખી.

સામું જો તું સુંદરી લીધી પોથી હાથ,
ઓઘો લઇને કાખમાં ઊભા શ્રી રઘુનાથ.
વાહ—વાહ—ધન્ય ધન્ય મુનિના આચારનેરે,
તપે તાપમાં ચરણને શીસ—રૂડો વાખ્યાનનો.
દીલગીરી વ્યાપી ઘણી શ્રાવકના દીલમાંય,
ગુરૂ આજ સીધાવતા શુન્ય સહુ દેખાય;
સહુ શ્રાવક ગુરૂની સાથે સંચરેરે,
વીચરે છે સ્વામી જઇએ વંદણ સાથ-રૂડો વાખ્યાનનો.
સખી શાણી સાંભળો માહારા દીલની વાત,
રજા લઇ મુજ નાથની આવુંછું સાક્ષાત.
પ્યારા પુત્રને રમાડી ધવરાવીનેરે,
વળી જમાડીને આવુંછું હું સાથ—રૂડો વાખ્યાનનો.
સ્વામીજી સીધાવીયા સાથે શ્રાવક જાય,
પાછળ સહુ લલણાં મળી મધુર સ્વરે ગાય.
રૂડા રાગથી આનંદ ઉપજાવતીરે,
ગવરાવતી સાધુજીના ગુણ-રૂડો વાખ્યાનનો;

---

## કલ્યાણ.

( શ્રી જગત પતિ—એ રાહ.

સુખે કર્યો વીહાર ગુણવંત ગુણભંડાર,
રઘુનાથને ત્રીભુવનજી ધરતા હર્ષ અપાર—ટેક.

કલોલથી આવ્યા સહજ એ વીહાર કરી અણગાર,
પછી ટેંટુડા ગામ પધાર્યા ખુશી થયાં નરનાર—સુખે.
ધન્ય ધન્ય છે દીવશ આજનો પધાર્યા શ્રી માહારાજ,
આનંદ ઓછવ થયો અધીકો મળ્યા ધર્મના ઝાહાજ-સુખે.
વાખ્યાનમાં સહુ પ્રીત ધરીને આવે સહુ નરનાર,
વાણી મુશળ ધારા વરસે સમકીતી બુઝાય—સુખે.
પ્રેમે પ્રયાણ કર્યું તીહાંથી આવ્યા શ્રી વઢવાણ.
વડીલ બેહેન રઘુનાથ સ્વામીની પડી તેમને જાણ—સુખે.
હર્ષ ઘેલી બની બાવરી આવી દોડી તત્કાળ.
નામસ્કાર કરી ચર્ણ વંદયા ઉપજ્યું ઊરમાં વાહાલ-સુખે.
શેષકાળ ત્યાં પુરણ કીધો રહીને શ્રી વઢવાણ,
કલોલ પધાર્યા શ્રાવક હરખ્યા મળી ધર્મની ખાણ-સુખે.

( યોવન ખીલ્યું છે—એ રાહ.

આનંદ આનંદનો છે આજે દીન ખરો,
ગુરૂનાં દરસન કરો નમીને પાપહરો. (૨)
સમકીત ચીત્તધરો-વાહવાહ વાહ વાહ—આનંદ આનંદ.
મુનિ પધાર્યા પુરમાં કૃપા કરી.
ઊમંગ અતિ વાધ્યો ઘણો અજ્ઞાન તિમર હણો. (૨)
ધર્મ શાસ્ત્ર સુણો-વાહ વાહ વાહ વાહ—આનંદ આ.
પુરણ પ્રીતે ચાલો મુનિને વાંદવા,
આભુષણ વસ્ત્ર સજો—પ્રભુનું નામ ભજો (૨)
નથી કાંઇ મજો-વાહ વાહ વાહ વાહ-આનંદ આનંદ.

## દોહરો.

વીચરતા વીદેશથી સંજમના પ્રતિપાળ.
કલોલ શ્રાવક હરખીયા પધાર્યા શ્રી કૃપાળ;
કર્મ રૂપી શત્રુ હણ્યા ધર્મ ધુરંધર દયાળ,
મલુકચંદ્ર મુનિ ભલા થયા સ્વાધીન કાળ.

---

## વેરાવળ.

(સૈયર દુખ શું દાખવું—એ રાહ.

કર્મગતી બળવાન છે કહું સાચી વાત,
ભાવી ભાવ તે ન મટે થાય નીશ્ચય ભ્રાત-કર્મગતી.
શુરા સંગ્રામે ચમકતા થયો તેમનો નાશ,
આશા ઊમર જેવડી બંધાયા યમ પાશ-કર્મગતી.
નર્ક ત્રીજંચને દેવતા કર્મને વશ થાય,
કર્મ આગળ બળીયા નથી મોટા તીર્થંકર રાય-કર્મગતી.
રામ લક્ષ્મણ બે બંધવા ગયા તે વનમાંય,
કર્મ ન છોડે કોયને કરો ક્રોડ ઊપાય-કર્મગતી.
જગત છે કર્મની આણમાં કર્મ મોહા દુખદાય,
સ્વયંભુ ચક્રી શોભતા ગયા નર્કની માંય.-કર્મગતી.
રાવણ મોટો રાજવી કર્યો કર્મે બેહાલ,
કીચક પણ નરકે ગયો દીધું દ્રુપદાને આળ.-કર્મગતી.
સંજોગી થાય વીજોગીયા સુખીઆ દુખી થાય,
ફરતા ફરતી જગતમાં આવે તાપને છાંય—કર્મગતી.

મસ્તક ચંદજી સ્વામી વ્યાધી ઉપજી અંગ,
ક્ષમાગુણ તજે નહી ધન્ય સુમતાનો રંગ—કર્મગતી.
દુખ વધી ગયું સેહેજમાં જપે નામ વીતરાગ,
વેદના વ્યાપી અંગમાં કીધું અન જળ ત્યાગ—કર્મગતી.
રઘુનાથજીવયાવચ કરે રેહેતા ગુરૂની પાસ,
સંવત ઓગણી ત્રીસમાં થયો દેહનો નાશ—કર્મગતી.

---

## દોહરો.

નીજ ગુરૂ સીધાવીયા સ્વર્ગપુર મોઝાર,
દીલગીરી વ્યાપી ઘણો શોચ કરે નરનાર;
સોચ કરે રઘુનાથજી થયો ગુરૂવીયોગ,
ગૌતમના દ્રષ્ટાંતનો કર્યો તુર્ત ઉપીયોગ;
વીચાર કર્યો સંઘે મળી કેહેવાશે નહી ભુલ,
ગુણીયલ છે રઘુનાથજી પુજ્ય પદવીને તુલ્ય.

---

## લાવણી.

( નરશી મેહેતા ભકત—એ રાહ.

મળી શ્રાવક સર્વે આવ્યા રઘુનાથ સ્વામી પાસે,
કરી નમસ્કાર સર્વે બેઠા દરશનથી દુખ દુર નાસે;
હસ્ત જોડીને કરી વીનતી સુણો ગુરૂજી પુણ્યવંતા,
સર્વ મુનિમાં અગ્રેશ્વરછો આપ મુનિશ્વર ગુણવંતા;

સંઘ તર્ફની મરજી એવી પુજય પદવીને ગ્રહણ કરો,
આનંદ આનંદ ઉપજે સઘળે પુજય રઘુનાથ નામ ધરો;
કર્યા આગ્રહુને પદવી આપી ગાંમો ગામ ખબર દીધી,
સુણી વાતને હરખ્યા સર્વે હર્ષે વાત રૂડી કીધી;
ઉપદેશી નીત્ય ધારા વરશે નવીન સુર્ય ઉદય પામ્યો,
રઘુનાથ પુજય પાટે બેઠા ધર્મ રંગ અધીકો જામ્યો;
સંઘાડાના સાધ સાધવી પુજય આજ્ઞા શીર ધારે,
પુરણ માસ કલોલ રહીને વીહાર કરવા વીચારે.

---

## ગીતી છંદ.

વીચરતા સંચરતા પાવન કીધો રાજનગર સંઘ,
પરમ પુજય પધાર્યા દરશન કરવા વાધ્યો ઉમંગ;

---

## ગરબો.

( શું નટવર વસંત—એ રાહ.

સખી સોવન સુર્ય ઝળકી રહ્યો,
ઝળકી રહ્યો સ્નેહ સળકી રહ્યો—સખી—ટેક.

સાખી.

પુજય પધાર્યા પુરમાં ચાલો દરશન માટ,
વેહેલાં આવો સુંદરી ટાળી સહુ ઊચાટ;

આવડી વાર અસી લાગી કેમ તુજને,
દર્શનનો પ્રેમ ખટકી રહ્યો—ખટકી રહ્યો,
સ્નેહ સળકી રહ્યો—સખી.

સાખી.

મુનિ ગુણમાં એ દીપતા રઘુનાથ અણગાર,
દરશણથી દુખ દુર જશે સુણો શાસ્ત્ર ધરી પ્યાર;

---

ગરબો.

શ્રાવક વંદણ કાજ ગયા સહુ ભેળારે,
કેમ કરે છે ખોટી બેહેન થઇ ગઇ વેળારેં;

સાખી.

સૈયર સહુ આવી મળી કરે છે ખોટી બેહેન,
વાટ જોઇ ઉભાં રહ્યાં શું થઈ છે તુજને વેહેમ;

( પુનમ ચાંદની.—)

ગુરૂ વંદણનો રંગ ઘણો વ્યાપીયો રે,
તન મનના ટળ્યા પરિતાપ પાપ,
વીચારને દેશવટો આપીયો રે;

સાખી.

સંવત ઓગણી ત્રીસમાં થયા પુજ્ય અભિષેક.
શાસ્ત્ર શ્રવણ પ્રેમે કરો અહો ધર્મની ટેક.

એકે નથી એના તુલ્ય સુખ સુંદરી,
સમજાવ્ય પુત્રને વળગી રહ્યો—
વળગો રહ્યો સ્નેહ સળકી રહ્યો—સખી.

( જપતી પ્રીતમનો જપમાળા—એ રાહ.

વેહેલી આવું માહારી બે'ન ઉભાં રહો સાહેલી,
સાથ નિવારી તમે જાઓ નહીં મુજને મહેલી;
દરશણ વીન હું બનીછું ઘેલી—વેહેલી.

સાખી.

વસ્ત્ર સજી વીવેકથી કરી ચાંડલો ભાલ
વાર નથી કાંઇ મુજને આવુંછું તત્કાળ;
વંદણ વેળા થઇ અલબેલી.
દરશણ વીન હું બની છું ઘેલી—વેહેલી.

સાખી.

ચાલો ચતુરા ચાંપથી કાપો મારગ સાથ.
ભાવ ધરીને વાંદજો પુજ્ય શ્રી રઘુનાથ.
જઇને નમુ આજે સહીયર પેહેલી,
દરશણ વીન હું બની છું ઘેલી—વેહેલી.

---

દોહરો.

શ્રાવક સહુ ભેળા મળી આવ્યા દરસણ કાજ,
લલણાં પણ આવી મળી આનંદ દીવશ આજ;

પારસના પ્રસંગથી લોહ કનક થઇ જાય,
પધારવાથી પુજ્યના ભવી જન બહુ બુઝાય;
માસ કલ્પ પુરણ કર્યો રાજનગરની માંય,
વીહાર કરીને વીચર્યા પધાર્યા ભદ્રેશ્વ ગામ.
હર્ષ થયો શ્રાવક ઘરે ધર્મ સુણવા જાય,
પાશાણ હૃદયનો માનવી તરત પીગળી જાય.

---

## બંજારા લાવણી.

જેઠાભાઇનો તરૂણ કુમાર, થયો દીક્ષા લેવાને તૈયાર—ટેક.
હાથ જોડયા ગુરૂના આગે રેહેતાં સંસારમાં પાપ લાગે.
થઇ મરજી થાવા અણગાર—થયો દીક્ષા—જેઠાભાઇ.
સીધ્ર આવ્યો માતની પાસે તેડયા પીતા અશોક ઊલ્લાસે,
રજા આપો ત્યાગુ સંસાર—થયો દીક્ષા—જેઠાભાઇ.
વાત સુણી જનુના બોલ્યાં ચક્ષુએ નીર બહુ ઢોળ્યાં,
હજી બાળક છે તું વીચાર—થયો દીક્ષા—જેઠાભાઇ.
ઘણી ઘણી રીતે સમજાવ્યો લેશ વીચાર નહીં ફેરવાયો,
દીધી રજા બની લાચાર—થયો દીક્ષા—જેઠાભાઇ.
ગુરૂ સમીપે આવ્યા પ્રાતે—ધર્મ ધ્યાન કરે એક ચીતે,
કર્યો મુનિએ ત્યાંથી વીહાર—થયો દીક્ષા—જેઠાભાઇ.
કરી વીહાર વંછીરે આવ્યા—નીજ શ્રાવકને બહુ ભાવ્યા,
આવી નમે ઘણાં નરનાર—થયો દીક્ષા—જેઠાભાઇ.
સુણી દેશના ભવીયણ બુઝયા—

મોહનલાલને ગોરધન ઝુઝયા,
કર્યો ગુરૂ સંગે વીહાર—થયો દીક્ષા—જેઠાભાઇ.
હાથીજી થયા ત્યાં શીષ્ય—લીધો સંજમ ભજે જુગદીશ,
શુદ્ધ મનથી પાળે આચાર—થયા દીક્ષા—જેઠાભાઇ.
અનુક્રમે દેશ વીદેશ વીચરે દેતા ઉપદેશ,
આવ્યા રાજનગર મોઝાર—થયા દીક્ષા—જેઠાભાઇ.
હર્ષ વાધ્યો શ્રાવકને મન ગુરૂ પધાર્યા આજે નન્ય,
થયો સંઘમાં જયજયકાર—થયા દીક્ષા—જેઠા ભાઇ;

---

## દોહરો.

શ્રાવક બે વંછરા તણા ગોરધન મોહનલાલ,
ગુરૂની પાસે વીનવે દીક્ષાનો દયો લહાવ;
દીક્ષા ઓછવ માંડીયો આપ્યો સંજમ ભાર,
રાજ નગરના સંઘમાં વાધ્યો હર્ષ અપાર;

---

## લાવણી.

( હું કાળી નાગણુ થઇ—એ રાહ.

શ્રી રઘુનાથ માહારાજ ધર્મના ઝાહાજ ગુરૂ શીરતાજ,
પરમ ઉપકારી ગુરૂ દરશનનો ધરે પ્રેમ ઘણાં નરનારી;
ગુરૂ સુમતાના ભંડાર આત્મહીતકાર ક્ષમા ધરનાર,
કર્મના ત્યાગી નિવાણુી અમ્રત ધાર ધર્મ શોભાગી;

તપ સંજમના ધરનાર મોહ હરનાર મુનિ શીરદાર,
શ્રાવકને ભાવે ઘણી પ્રીત ધરી સહુ દરશન કરવા આવે;
છે કલ્પ તરૂના સમાન તાગ્યું સહુ માન વડા ગુણવાન,
દેસના પ્યારી—ગુરૂ દરશનનો ધરે પ્રેમ ઘણાં નરનારી;
કર્યો પુરણ સેવાકાળ મેળવ્યું વાહાલ કર્યો તતકાળ,
વીહાર સુખેથી વદે વૈરાગની નીત્ય વાત નિજ મુખેથી;
એમ કરતા ઉગ્ર વીહાર નગ્ર મોઝાર નમે નરનાર,
ગુરૂ વીચરતા ઘણાં નરનારીને ધર્મલાભ ઉચરતા;
પધાર્યા શ્રી કલોલ ચીત્ત અડોળ ધર્મ રંગ રોળ,
ધર્મના ધારી—ગુરૂ દરસનનો ધરે પ્રેમ ઘણાં નરનારી;

---

## દોહરો.

કરી વીહાર કલોલથી વડોદરાની માંય,
પ્રેમે પધાર્યા પુરમાં આનંદ અંગ ન માય;
શીષ્ય લાભ ત્યાંથી થયો બુઝયો શ્રાવક એક,
પુત્ર રણછોડદાસનો ગ્રહ્યો ધર્મનો ટેક;
અચરત અંગ ઊપન્યા ડાહ્યાભાઇ તસ નામ,
સંજમ લઇને વીચર્યા કર્યું આતમનું કામ;
કર્યો વીહાર વડોદરેથી આવ્યા વીરમગામ,
કેવળચંદ શીષ્ય ત્યાં થયા ધર્યું સાધુનું નામ;
વીચરતાપુર ગામમાં ગુર્જર દેશની માંય,
ધર્મ પ્રકાશ પ્રસરાવીયો નથી ન્યુનતા કાંય;

ફરતા ફરતા આવીયા વેગે વીરમગામ,
શ્રાવક જીવાચંદને દીધું દીક્ષાદાન;

---

## ગરબો.

( પડવાની પણ પ્રીત—એ રાહ.

સંજમનું મંજન કરતા ફરતારે,
લેવા ભવનો અંત ખંત બહુ ધરતારે;
કદી પડે પરીશહ તંન મંન ન ડરતારે,
કર્યા ઘણા ધર્મ ઊપકાર વીદેશ વીચરતારે;
સ્વાધીન ઇંદ્રી પંચ તેને દમતારે,
જૈન આજ્ઞા પાળે શીર રાખે સુમતારે;
ગચ્છપતિ માહારાજ ત્યાગી મમતારે,
નીત્ય ધરતા જૈનવર ધ્યાન પ્રેમે નમતારે;
થયા પ્રીયકારી અણગાર શ્રાવકને ગમતારે,
મુનિના ગુણ ધરનાર કર્મને વમતારે;
કરતાં ધર્મનું કાજ પડે દુખ ખમતારે,
તજી જીવ્હાદ્રી સ્વાદ મળે તે જમતાંરે;
સપ્ત ભય ટાળનાર છે ગુણવંતારે,
સંસારથી રહી ઉદાસ સીધ્ધાન્ત ભણતારે,
પંચમાહાવ્રતના પાળ ક્રીયાપાત્ર રે;
છતી રીધ્ધીનો કીધો ત્યાગ ધર્મના જાત્રરે,
ટાળી બેતાળીશ દોષ ગ્રહે આહાર પાણી રે;

કીધા અષ્ટ મદ ચકચુર સુગુણી ખાણી રે,
ગુણવંત ગુણના ભંડાર આત્મા અર્થી રે;
છે સુત્ર સીધાન્તના જાણુ મુનિ પરમાર્થી રે,
છે અનેક ગુણ વીખ્યાત સુમતા ધારી રે,
નથી વર્ણવવાને ગુણ શક્તિ મારી રે;
હાલ વીચરે છે મુનિરાજ છે ઉપકારી રે.
ભવી જનને કરતા બોધ ધર્મ દાતારી રે;

ગજલ.

( જફાઓ સીતમ—એ રાહ.

ધરમશી મુનિ રાજના ગચ્છમાંહી,
થયા ગુણવંતા પ્રકાશું છું આંહી;
મુનિ નાહાનચંદ્રજી સુર્ય સમાન,
તેજસ્વી ધરમના વધાર્યું બહુમાન;
મલુકચંદ્ર સ્વામી થયા નીજ શીષ્ય,
ગુરૂ જ્ઞાન લીધું જપે જાુગદીશ;
થયા શીષ્ય શુશીલ અવશર જાણ,
રઘુનાથ સ્વામી માહાગુણવાન;
દીપાવીછે પદવી શોભાવી છે પાટ;
કરો શેવના મન ટળશે ઉચાટ,
ગુર્જર દેશમાં હાલ વીચરે માહારાય;
ઘણા શીષ્ય ગુણવંતને પરિવાર.

## લાવણી.

( મુજ ઉપર ગુજરી એ રાહ.

બડે સાધુકા જો ગુણ સ્વામી ધરતા હેં,
પ્રભુ સમર્ણ શરણસેં હરણ પાપ કરતા હેં;
રઘુનાથજી હેં ગુણવંત નજર આતેં હેં,
વંદન કરનેંસે સરવ પાપ જાતે હેં;
હેં સુમતિકે શીરદાર કુમત ત્યાગી હેં,
સંજમસે લાગ્યો ચીત્ત બડે ભાગી હેં;
પચંદ્રી સાથી એહી સાધુ સચ્ચા હે,
જગત જાળ જંજાળ પ્યાર કચ્ચા હેં;
સીધાન્ત સાર સબ જાણ પાપ હરતા હેં,
ભવીજનકું કર ઉપકાર દેશ ફીરતા હેં;
સચ્ચા જેનવરકા ધ્યાન ભીતર રખતા હેં;
સબ નગર પુરકે સંઘ પાય લગતા હેં,
સંસાર કપટકી ખાણનીડર રહેતે હેં;
ધર્મ ઝાહાજ રૂપી અણગાર વૃત દેતે હેં,
નહીં અનંત ગુણકા પ્યાર લીખા જાતાહેં;
વંદનકા ભીતર હર્ષ રત્ન આતા હેં,

---

## દોહરો.

એજ માહાપુરશ વળી એજ ધર્મ દાતાર,
દેહ ધરી દુનિયાં વીશે કરવા પર ઉપકાર;
પંચ માહાવ્રત ધારીને નમો સર્વ નરનાર,
ભુલ માફ માંગો નમે ચંદ રત્ન ધરી પ્યાર;

# ઊપદેશ રત્ન.

## રાગ ભરથરીનો.

( ભેખરે ઊતારો—એ રાહ.

ધીઃક ધીઃક છે સંસારને ધીઃક આત્મ સગાઇજી;
સ્વાર્થી સબંધ જાણવો અંતે ત્યાગે મીત્રાઇજી,
મીથ્યાત મનથી દુર કરો.
પરમ કૃપાળુ ઇશને ધારો શીસ નીશ દીનજી,
માફી માગો કર્યા કર્મની કરો સમર્ણ શ્રી જૈનજી—
મીથ્યાત મનથી.
પરદારા પરલોભીને પ્રીતે થોભાવ્યાં નેણજી,
કર્મ અતિશય બાંધીયાં વ્યાપી મદનની ઘેનજી—
મીથ્યાત મનથી.
સુખ સ્વપ્નને કારણે વોહોર્યું દુખ અપારજી,
રંગ પતંગ ઊડી જશે પડશ નર્કનો મારજી—
પેખી ધણી પરદારાને રાચી રહ્યો ગમારજી,
સ્નેહ સાચો નથી તેહનો નીશ્ચે મનમાંહી ધારજી—
મીથ્યાત મનથી.
પ્રભુ પ્રીતીને જીતી લીયો થાશો કર્મના ત્યાગજી,
રહુબંધ થઇ શું લલચી રહ્યો, સમરો શ્રી વીતરાગજી—
મીથ્યાત મનથી.

ધર્મ કર્યાથી ધારજો મળશે સ્વર્ગનું દ્વારજી,
ભવ ભવ ભ્રમણ દુરે જશે સ્મરો શ્રી નવકારજી—
મીથ્યાત મનથી.
શત્રુ જાણે રાગ દ્વેશને મીત્ર સીયળને સત્યજી,
જ્ઞાની ગુરૂને સેવજો જાણો અવર અસત્યજી—
મીથ્યાત મનથી.

---

## શ્રી માહાવીરસ્વામીની લાવણી.

( નરશી મેહેતા—એ રાહ.

સાસન નાયક માહાવીર વંદો પાપ કરમને દુર છંડો,
નિજ સુખ થાવા અતિ દુઃખ જાવા પ્રેમ ધરીને નીત્ય વંદો;
ત્રીશ વરશ ઘરમાંહીં રહી પ્રભુ સાર રહીત સંસાર ગણ્યો,
ઘણા લોકનાં કારજ સાર્યા કર્મ રૂપી શત્રુને હણ્યો;
દ્રઢ ટેકથી કરી કાઊસગ ચતુર માસ પુરણ કીધું,
મધુકર આદી ઘણા જીવોએ તન છેદી રૂધીર પીધું;
તપશ્યા બહુ કીધી મોટકી છઠ અઠ્ઠમનો સુમાર નહીં,
દુર્લભ અભિગ્રહ ધાર્યા મનમાં અવર કષ્ટનો પાર નહીં;
અનાર્ય દેશમાં વીચરી પ્રભુજી કર્મ કાપવા કષ્ટ સહ્યાં,
નિજ શરીરની માયા ત્યાગી ભવભવ સંચીત પાપ ગયાં;
દુષ્ટ જંગલી અજ્ઞાનીએ ઊપજાવ્યા પરિસહ ઝાઝા,
ભાલા અણીયો આવી મારે ત્યાગી નહીં મનની માઝા;
મુષ્ટીએ કોઇ પ્રહાર કરતા તીર કામઠી મારે ઘણી,

ચળ્યા નહી કીંચીત ક્ષમાવંત સહુન કર્યું ત્રીલોક મણી;
નીરમળ કેવળ જ્ઞાનને પામ્યા ત્રીલોકમાં પ્રકાશ થયો,
મનુષ્ય નર્ક ત્રીજંચ આદીનો અધ તીમર અંધકાર ગયો;
સર્વ કર્મનો ક્ષય કરીને અનંત સુખ પ્રીતે વરીયા,
નીરંજન સીધ પદવી પામ્યા કર્મ રીપુને વશ કરીયા;
માહાવીર સ્વામી અંતરજામી અતિ ગુણ ગ્રામી ધ્યાન ધરો,
મોક્ષ નગરમાં પ્રભુ બીરાજે નાંમ જપ્યાથી પાપ હરો;

---

## નેમનાથનું સ્તવન.

### ગરબો.

( શું નટવર વસંત— એ રાહ. )

સખી વાહાલાનો ઉમંગ વ્યાપી રહ્યો,
વ્યાપી રહ્યો દુખ કાપી રહ્યો;— સખી.

સાખી.

દીનની શા વીજોગની નહી જણાય શું થાય,
ઉતકંઠા જવરથી તપી પ્રેમળ હદય ધુધવાય;
વાહાલા વીનાની વ્યાકુળ સખીરી,
ઉમંગનો રંગ જામી રહ્યો—જામી
રહ્યો રંગ જમાવી રહ્યો—સખી.

સાખી.

નીરખી ચંદ્રવદનને હર્ષ ઉર ન માય,
આજે અંગ ધ્રુજે સખી શંકા મુજને થાય;

---

## ગરબો.

શ્યામ સલુણા નેમ આશું કીધું રે,
જપતી પ્રીતમની માળ કાર્ય ન સીધ્યું રે.

સાખી.

પ્રેમ મદીરા પાઇને ઘેલી કીધી નાથ,
શું રહું હું ઘરમાં સખી જાઊં પીયુની સાથ;

( પુનમ ચાંદનીનો—રાહ. )

રત્ન રત્ન ગયાં રાજુલ ગીરનારમાં રે,
જઇ વંદ્યા પ્રેમે નેમેશ્વરના પાય—
પ્રભુ પેહેલાં પોહોંચ્યાં મોક્ષપુરીના દ્વારમાં રે.

સાખી.

માત ભ્રાત પીતુ છોડીને શ્રેષ્ટ પર્વત ગીરનાર,
દીક્ષા લઇ પ્રભુ પાસમાં તરી ગયાં સંસાર;

શું નટવર—રાહ.

પ્રભુ પેહેલાં ગયાં સીવપુર સુંદરી,
ઊમંગનો રંગ જામી રહ્યો જામી રહ્યો—
રંગ જમાવી રહ્યો— સાખી.

---

## આશાગોડી.

અરજ સ્વીકારો અમારી,
દીનાનાથ અરજ સ્વીકારો અમારી.

કર્મ બંધનથી ભવભવ ભટકયો,
ધર્મ ન લીધો ધારી. દીનાનાથ.
વીષય સુખમાં અંધ થઇને,
મોહી રહ્યો કર્મે ભારી. દીનાનાથ.
કુડ કપટમાં જન્મ બગાડયો,
સંત સંગત કીધી ન્યારી. દીનાનાથ.
વીશ્વાસઘાતનાં પાતીક કીધાં,
રમ્યો જારી વીજારી. દીનાનાથ.
માફ કરો પ્રભુ દોશને માહારા,
કૃપા ઇચ્છુંછું તમારી. દીનાનાથ.

---

## શ્રી શાન્તી જૈન સ્તવન.

રાગ. (ગરબે રમવા ગોરી નીસર્યારેલોલ–એ રાહ.

ગજપુર નગર સોહામણુંરે લોલ,
અચીરા માતજીના નંદ સુખકંદ;
જૈન સાહીબારેલોલ.
પ્રણમું માહારા ઉપર ભાવથીરેલોલ. ટેક.
કરો કરો ક્ષમા દોષ માહારે શેવકને તારોરે,
અહો અહો મારગ મે તમારો સફળ દીન માહારો;
શેવકને તારોરે, અચીરામાતાજીનાનંદ સુખકંદજૈનસાહીબા. ૧
કર્યા કર્યા તાહરો અપરાધ જગતના બાપરે,
કાપો કાપો પ્રભુ મુજ પાપ,ક્ષમા કરો આપ;
કરૂં પશ્ચાપરે અચરામાતજીના નંદ સુખકંદ જૈન સાહીબા. ૨

રઝળ્યો રઝળ્યો અનંતીવાર હવે પ્રભુ તારરે,
નમું નમું હું વાર હજાર શેવક નીજધાર;
જગત આધારરે અચીરામાતજીનાનંદ સુખકંદ જૈન સાહ્યબા. ૩

---

## ગરબી.

( નર ચતુર સુજાણ—એ રાહ.

કહુ સાચી વાત સમજો ભ્રાતો પ્રેમધરી નીજ ચીતમાં—ટેક
સંસાર અસાર તમે જાણો નથી સુખ અવીચળ એમાંતો,
શું ફરો અહી કર્મનો પાહુણો કહું સાચી વાત. ૧
પ્રભુનામ સદા ઊરમાં ધારો મોહ માયાને મનથી મારો;
તો આવશે વેહેલો તમ આરો કહું સાચી વાત. ૨
નીજ ધર્મ પીછાણ્યો નહી જેણે ગયો એળે મનુષ્ય ભવજન્મીને,
કામ લાલચમાં રહ્યો લુબ્ધાઇને કહું સાચી વાત. ૩
દશસ્તવન કરી સુવું રાતે નીજ ધર્મ આરાધો પ્રભાતે,
ઊર પ્યાર ધરી ભજો એકાંન્તે કહું સાચી વાત. ૪

---

## પાપનો પશ્ચાતાપ.

લલીત છંદની ચાલ.

અરર પાપી છું હું પુરો પ્રભુ,
કર અહી મને તારજો વીભુ;
નહી ધરી પ્રભુ બીક તાહરી,

અરર શી ગતી થશે માહારી.
નથી ગમ્યો મને ધર્મ તાહારો,
ભવ ખરાબ તો થાય માહારો.
કુમતિ નારીનો સંગ મેં કર્યો,
સુમતી સંગ તો ચીત ન ધર્યો.
દગલબાજીમાં દામમે હર્યો,
ધર્મ કાર્યમાં જઇ ન વાવર્યો;
સદગુરૂ તણો બોધ ન સુણ્યો,
ધર્મ નામનો શબ્દ ન ગણ્યો;
યોવન મદમાં મસ્ત હું બન્યો,
ગરવ ઘેનમાં ધર્મને હણ્યો.
વગર વાંકથી ત્રાસ આપાયા,
પુન્ય પંથના માર્ગ કાપીયા;
ધરમી જીવને ઢુંગી મેં કહ્યા,
અરર તેહના મર્મ ન લહ્યા.
વીરૂધ ધર્મનું કામમેં કર્યું,
પાપી પંથનું વાહાણ મેં ભર્યું;
અનેક પાપના સંગ્રહ મેં કરી,
વીશ્વવારીમાં પ્રવાસ આદરી,
સત્ય સમુદ્રમાં વાહાણ ખેડીયું.
ઇશ ધ્યાનને ચીત્ત ન ધર્યું,
મધ્ય સમુદ્રમાં બુડતું ગયું;
સ્મર્ણ હે પ્રભુ તાહારૂં થયું,

કરેલ પાપનો ગમ મેં કર્યો;
પુરણ પાપી હું તાહરો ઠર્યો.
કરો ક્ષમા હવે દીન જાણીને,
દીલ દયા ધરો મેહેર આણીને;
નહી કરૂં હવે પાપ કો દીને,
નમી નમી કરૂં અર્જ વીનવીને.
જગત જીવને આધાર તાહરો,
પ્રભુ ગુન્હો હવે બક્ષો માહરો;
કપટ કુડના કાપ્ય ફંદને,
કર શીરે ધરો રત્નચંદને.

---

## લાવણી.

( નરશી મેહેતા ભકત હરીના—એ રાહ.

સીખામણ આ લખુછું સારી લીઓ સહુ દીલમાં ધારી,
ગ્રહણ કરો સહુ આર્ય ભ્રાતો નમ્રવીનંતી છે માહારી.
દેશાટણ મૈત્રી પંડીતની રાજ દરબાર ગણીકાભુવન,
અનેક પુસ્તક જોવાં તપાસી ચાતુરીના એ મુળ પંચ;
નીર્માણ કર્યુ છે નીતીશાસ્ત્રમાં તેથી લખુછું અહીંયાંભ્રાત,
સ્મર્ણ થયુ મુજ હૃદય વીશે તે લખવાની રહી ગઇછે વાત;
પ્રાચીન કાળે ચતુર ગુણીકા સર્વ ગુણ વીવેક ધારી,
ચોસઠ કળાને બત્રીશ લક્ષણ સર્વ વીદ્યાઓ જાણનારી,
સ્રી ચરીત્ર સર્વ બતાવી રાજનીતીને સમજાવે;

છળ કપટને પ્રપંચ જાળના સર્વ દાખલા બતલાવે;
હતી ગુણીકા પાત્ર તેતો હવે કુપાત્ર સહુ દીસે,
ધનની ચારી કરવા બેઠી નર્ક ખાણે નાંખે નીશ્ચે;
ચાળા ચટકાથી ગુણીકાપર ઘણા મુર્ખો લોભે છે,
ગુણીકા પાત્ર તેને ન કેહેવી કુપાત્ર પદવી શોભે છે;
દામ આપો તો પાન ખવાડે મોહી જાય એના વેશે,
અધમ પ્રકારે પૈસો હરવા બજારમાં નીરલજ બેસે;
નીરધન નારી કુળ નીચાની થાએ વેશ્યાની દાસી;
થન થન કરતાં જરા આવડ્યું મોહી જાય છે વીશ્વાસી,
પ્રેમ દેખાડી પ્યાર બતાવે જોઇ મુરખ તે હરખાયે;
ઘરની નારી ગમે ન મનમાં ઇંઠું ચાટવા નીત્ય જાયે,
ધન સહુ જાશે ઇજત જાશે શરીરની થાશે હાણી,
સ્વપ્ન સુખ તે જરૂર જાણો ચાલ્યું જાય નદીનું પાણી;
દ્વેશ દંશને મમત કુબુદ્ધિ હ્રદયનાંખે વીદારીને,
કામ જાળમાં તને ફસાવી વસ્ત્ર લેશે ઉતારીને;
જરના ઝરાનું ઝરતું પાણી મળે ત્યાં સુધી રેહેશેરે,
નીજ મતલબને સાધી લઇને ફરીન આવો કેહેશેરે;
લીંબુ ઠરાવી મુછો ઉપર થઇ ફાંકડા ચાલે રે,
ખોંખારા હોકારા કરતા વેશ્યા મોહલમાં માહાલે રે;
આ ભવનોને પર ભવનો તે મનમાં ડર નહી રાખે રે,
ધર્મ ધ્યાન સહુ ઊંચુ મુકી ઝેર હળાહળ ચાખેરે;
ન્યાત જાતમાં ફીટ ફીટ થાયે લુચ્ચામાં લેખાયે રે,
બજારમાં કોઇ વાતો કરતા ઊભા નહી રહે પાસે રે;

માટે ભાઇ વેહેલા ચેતી કપટ જાળમાં નહી જાશો,
આ સીખામણ નહી ધારો તો જરૂર તમે ખત્તા ખાશો,
સ્વનારીને તન ધન અરપો પરનારી દીલથી ત્યાગો;
જગદીશ્વર જગરાજી રેહેશે યશસ્વી તમે કેહેવાશો,
પ્રભુ નામને નીત્ય સંભારો હૃદય ધ્યાન તેનું ધારો;
સાચું બોલી પરતીત મેળવો તો સુધરે ભવનો આરો,
જુઠું બોલો નહી કપટ કરો નહી દાનતને સાચી રાખો;
રત્ન કહે ગુણવંત કેહેવાશો સદ્‌બુદ્ધી અમૃત ચાખો,

---

## માલીના છંદની ચાલ.

કોઇ કોઇ સ્થળમાં નીત્ય ગાયન ગવાયે,
કોઇ કોઇ સ્થળમાં તાલ મૃદંગ સુણાયે;
કોઇ કોઇ સ્થળમાં લગ્ન ધોળો ઉચ્ચારે,
કોઇ કોઇ સ્થળમાં હાય હાય પોકારે;
કોઇ કોઇ સ્થળમાં તારૂણ્યોના વીલાસ,
કોઇ કોઇ સ્થળમાં વૃદ્ધ વસ્થાના પાસ;
કોઇ કોઇ સ્થળમાં વીદ્વતાનીજ વાતો,
કોઇ કોઇ સ્થળમાં મુર્ખ લોકોની જાતો.
કોઇ કોઇ સ્થળમાં શાંન્ત ગુણી શોભાયે,
કોઇ કોઇ સ્થળમાં ભાંગ ગાંજા ઘુંટાયે,
નથી નથી નથી સંસાર અમૃત જેવો;
ઘણી ઘણી ઉપાધીથી દસે ભરેલો,

નમુ નમુ નમુ તેને જે નરે મોહ ત્યાગ્યો;
રત્ન રત્ન તેનો પુણ્ય ઉદય જાગ્યો.

---

## હરીગીત છંદ.

સંસારમાંથી છુટવાને ધ્યાન નહી પ્રભુનું ધર્યું,
સ્વર્ગ દ્વાર ઉઘાડવા શુભ કાર્ય કાંઇ નહી કર્યું;
અતિ શ્રેષ્ટ કુળમાં અવતરીને નીચની સંગે ફર્યો,
આ જગતમાં વૃથા હું જન્મી કુહાડા માફક અવતર્યો.

૨

મુખ લાલી તો ઉડી ગઇ પડી કચોળીયો ઘણી,
મસ્તકે પળીયાં આવીયાં, ઉપાંગ અંગ ગયાં નમી;
મુખમાંથી ચુએ લાળ અંગ લાકડીની સાહ્ય છે,
વૃદ્ધ થઇ તૃષ્ણા ન ઉલટી તારૂણ્ય થાતી જાય છે.

---

## સાર્દુલ વિક્રિડિત છંદ.

ભુંડી તૃષ્ણા માટ તાહારી મેંતો સમુદ્રોને ખેડીયા,
પૃથ્વી પરવત ભેદીઆ ઘણાઘણા રાજાઓ રીઝાવીયા;
સાધ્યા જઇ સ્મશાનમાં મંત્રો રાતે કીધી માથા ફોડમેં;
તોએ ન તૃપ્ત થયો ભુંડી તૃષ્ણા હવે મુજને છોડને.

---

## સીખરણી છંદ.

કરેછે સત્પુર્ષો ગુપતદાન સુપાત્રને,
બતાવેછે પ્રીતી સ્વ ભુવન પધારેલ પાત્રને;
કરેલાં સત્કર્મો પ્રગટ કરે નાહી મુખ થકી.
સ્તુતી પોતાનો સુણી ફુલાશે નહી નકી;
ઘણા પૈસા હોએ પણ ગરવ નાહી એ રાખશે,
અનિતીની વાતો નહી એ મુખથી ભાખશે,
નીતી શાસ્ત્રમાંહી નીરમળ આ લક્ષણ દીસે;
સ્વભાવીક ઉપજે છે સત્પુરશના અંતર વીશે.

---

## ભુજંગી છંદની ચાલ.

થોડું જાણે ઇંગ્લીશ કહે હું ભણેલો,
જાણે પદવી એલ એલ બીની ચઢેલો;
એનો ઠાઠ જાણો તમે મુજ યારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧
પેહેરે બુટ મોજાં અને કોટ ટોપી,
ચીપે પાટલી હાથમાં શોભે સોટી;
વળી બંધ બાંધે ગળે બંધ સારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૨
બજારે ચાલે રોફમાં ચ...મ ચમ,
દીપે હાથ ગુલાબ છડી સુગંધ;
પરોવે ગળામાં ઘણા પુષ્પહારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૩

આત્તર તેલ ચોળી રહે રંગ રસમાં,
વળી આંબળા આંખમાં ઘાલે ચસમાં;
નીશા પાણી લેતા ચાલ્યા જાય કુમારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૪
નીશા લ્હેરમાં ડોલતા મસ્તમદમાં,
બની છાકટા નહી રહેનીજ હદમાં;
પુછે એક બીજા (ને) શો વીચાર તારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૫
બોલ્યો ત્યારે બીજો લીયો માલ પાણી,
ચાલો સેહેલ કરવા જઇએ આજ છાની;
રૂચ્યો સર્વને એજ વીચાર સારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો; ૬
મુકયા આજથી છોકરા એવા છુટા,
મળ્યા સોબતી દુષ્ટ હૈયાના ફુટયા;
એવી ટોળીઓ આજ દેખું હજારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૭
અરે વૃદ્ધ વીચારજો મન આણી,
મુકે છોરૂ છુટાં મળે ધુળધાણી;
પછી કેહેશે હું તો નહી સાંખનારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૮
અરે બાળકો ચાલ ચાલો વીચારી.
મુકો સોબતો હોય દુષ્ટ નઠારી,
વધે તેથી શોભા કહે ઉઠયો સારો;

નીવારી સુધારો કુધારો વધાર્યો. ૯
ભણો ભાવથીને કરો કાંમ સારાં,
કરો બંધ સઘળાં કુમીત્રોનાં બારાં;
શોભો નીજ કુળને તવું વસ્ત્ર ધારો,
નીવારો સુધારો કુધારો વધાર્યો. ૧૦
કરો ખર્ચ વીચારીને એકદમ,
ખરા સંકટે આવશે બહુ કામ;
થઇ શાન્ત ગુણી ઘણો ધર્મપ્યારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૧
જુવાનીને ધંનનો નહી મદ ધરશો,
વળી ક્રોધ અહંકારને દુર કરશો;
અતિ કલેશ કંકાસને જાંણો ખારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૨
હશે પાસે પૈસો ઘણા મીત્ર થાશે,
ખરા દુઃખ પ્રસંગે વેરાઇ જાશે;
કરે ન મદદ તે રહે નક્કી ન્યારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૩
સુણી નીજ સ્તુતા ન ફુલાઇ જાશો,
સાધી નીજસ્વાર્થને કરશે તમાસો;
કરે સ્વાર્થ માટે તે ખોટો લવારો,
નીવારો સુધારો કુધારો વધાર્યો. ૧૪
અતિ મીષ્ટ ખાવા નહીં ટેવ પાડો,
નહી ટેવ છુટે પડે નક્કી ખાડો,

નવા પાક જોવાને રખડે બજારે;
નીવારી સુધારો કુધારો વધાર્યો, ૧૫
નહીં બોલો ભુંડુ મુએલાનું પુઠે;
બાંધે પાપ અથાગને હત્યરૂંડે,
ધરોને સુબુદ્ધી કુબુદ્ધી વીસારો;
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૬
આવક હોય જેવી તેવું ખર્ચ તેને
હોય ખોટરૂં ખર્ચ તેને કાહાડી નાંખો;
વેહેવારે શરમ નહીં રાખોજ ચારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૧૭
નથી ધનમાં પુરો અકલમાં અધુરો,
સહુ સહુના મનમાં જાણે હું છું સુરો,
સદા નર્મ સ્વભાવનો રાખો ધારો;
નીવારી સુધારો કુધારો વધાર્યો, ૧૮
પુરૂં કામ થાયે બીજે હાથ ઘાલો,
સગાં મીત્રની સાથમાં સંપી ચાલો;
કરો સમજી તીને જશો રાજદવારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો; ૧૯
કદી ગુપ્ત વાતો ન કયાંહીં પ્રકાશો,
મળે મીત્ર સાચો તો લેજો દીલાસો;
લખે રત્નનો જશ વધશે તમારો,
નીવારી સુધારો કુધારો વધાર્યો. ૨૦

